શિશુ સાહિત્યમાળા પુષ્પ ૧૫મું

# નાના હતા ત્યારે

લેખક
સોમાભાઈ ભાવસાર

પ્રકાશક
જેચંદ તલકશી એન્ડ સન્સ
એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ
મુંબઈ

કિંમત ૦-૩-૦

આવૃત્તિ પહેલી ∴ સને ૧૯૩૯

શિશુ સાહિત્યમાળા

સંપાદક:

વજુભાઇ દવે,

એલિસબ્રિજ, અમદાવાદ.

મુદ્રક

મનુભાઇ અમૃતલાલ શેઠ,

સ્વાધીન મુદ્રણાલય, રાણપુર.

આજના અને ગઈકાલના આપણા દેશના ઘડનારાઓ નાના હતા ત્યારે કેવા હશે તે જાણુ-વાની ઉત્સુકતા સંતોષવાને ભાવસારે લખેલ આ 'નાના હતા ત્યારે' ચોપડી બાળકોને જ્ઞાન, પ્રેરણા અને આનંદ આપશે. જેની કવિતાઓ સરળ અને બાલભોગ્ય છે તેને હાથે ઉતરેલા આ રેખાચિત્રો પણ એટલાં જ સાદાં અને તેથી સુંદર છે. વગર ઉપદેશે ચારિત્રના સંસ્કાર આપવા માટે આવી ઘણી ચોપડીઓ આપણા બાલસાહિત્યમાં હજી ઉમેરાવાની જરૂર છે.

રાજકોટ
૨૦–૨–૩૯

ગિજુભાઈ

# અનુક્રમ

# પંડિત જવાહરલાલ

## ૧

### નહેરૂ કેમ થયા ?

પંડિત જવાહરલાલની ‘નહેરૂ’ અટક શાથી પડી તે તમે જાણો છો ?

કાશ્મીરમાં એક મોટા પંડિત. સંસ્કૃત ને ફારસી ભાષાના પારંગત. એનું નામ રાજકૌલ.

એક વખત દિલ્લીનો રાજા ફરૂખશિયર કાશ્મીર આવી ચઢ્યો. કોઇની પાસેથી એણે આ પંડિતની વાત સાંભળી. એણે એ પંડિતને બોલાવ્યા અને પછી તો પંડિત પર એ મોહાઇ પડ્યો. એમને પોતાના પાટનગર દિલ્હીમાં લઇ ગયો.

દિલ્હીની આજુબાજુ એક નહેરને કાંઠે

પંડિતજીને થોડી જમીન કાઢી દીધી અને પેલા પંડિતજીએ ત્યાં વસવાટ કર્યો.

કુટુંબની અટક કૌલ હતી, પણ ઘર નહેર ઉપર આવ્યું હતું એટલે લોકો એમને કૌલ-નહેરૂના



નામે ઓળખે. પણ ધીમે ધીમે કૌલ વીસરાતું ગયું અને નહેરૂ નામ રહી ગયું! તે રહી ગયું તે રહી ગયું. તે પછી આખું કુટુંબ નહેરૂ તરીકે જ ઓળખાવા લાગ્યું.

## ૨

## પેન ચોરી ?

ઘરમાં કોઇ સાથી નહિ કે સંગી નહિ. બાળક જવાહર બિચારો એકલો. શિક્ષકો તો અમુક નક્કી કર્યો હોય તે વખતે જ આવે ને જાય. આખા ઘરમાં જવાહર પછી એકલો પડે. એ કોની સાથે રમે ? કોની સાથે બોલે ? કોની સાથે આનંદ કરે ?

એક વખત જવાહર એના પિતાના ઓરડામાં ગયો. જઇને ટેબલ પર જોયું તો ચકચકિત સુંદર મજાની બે ઇન્ડીપેનો પડેલી જોઇ. જવાહરને થયું પિતાજી બે પેનોને શું કરતા હશે ! એકી વખતે કંઇ બે પેનો લખવાના કામમાં આવે ! તો પછી આમાંની એક આપણે લઇ જવામાં શો વાંધો છે !

એમ વિચારી ભાઇ સાહેબે બેમાંથી એક પેન લઇને પોતાનું ખિસ્સું શોભાવ્યું અને રોકુબંધ બહાર નીકળ્યા. ઘરમાં સાંજે ખબર પડી અને પેનની શોધાશોધ થઇ રહી. ટેબલ જોવાયું, ખાનાં જોવાયાં, કોટનાં ખિસ્સાં તપાસાયાં; પણ ક્યાંથી મળે ? ત્યાં મળે ત્યારે ને ?

એવામાં ખબર પડી કે પેનના ઉઠાવનાર તો ભાઇસાહેબ છે. પછી તો એમનું આવી જ બન્યું. પેન પોતે શા માટે લીધી હતી એનો બચાવ કરે એ પહેલાં જ પિતાજી તરફથી એમને પ્રસાદી મળવી શરૂ થઇ ગઈ અને ઠીક ઠીક પંચાજીરી મળી. ખરેખર પેનના બદલામાં આ મળશે એની ખબર હોત, તો તો જવાહર પેન લેત જ નહિ. કારણ કે ત્યારે એ ભાઇસાહેબની ઉમર માત્ર પાંચ જ વર્ષની હતી.

*

## ટટ્ટુની સવારી !

સાતમે આઠમે વર્ષે ઘોડેસવારી શીખવા એક નાનું સરખું ટટ્ટુ ઘેર આણવામાં આવ્યું. રોજ સવારે એની ઉપર બેસીને જવાહર ઘોડેસવારી શીખવા જાય.

એક હાથમાં ચાબુક, બીજા હાથમાં લગામ અને સિપાઇની જેમ ટટાર બેસી જવાહર ચાલી નીકળે. ખડ્ડુક ! ખડ્ડુક ! ઘોડો જાય. બંને બાજુ પેંગડામાં બરોબર બે પગ નાખ્યા હોય, ઘોડાની લગામ હાથમાં બરાબર હોય, અને ઘોડો જેમ

ચાલે તેમ જવાહર એની ઉપર ઊંચો નીચો થાય. શી મજા આવે!

પણ એક દિવસ ભારે ગમ્મત થઇ. સવારી શીખવીને ટટ્ટુ ઘેર આવ્યું પણ ભાઇસાહેબ નહોતા આવ્યા. પછી તો આખું ઘર અને નોકરો જેને જે ફાવ્યું તે વાહન લઇ ઉપડ્યા શોધમાં. કોઇ મોટરમાં તો કોઇ ગાડીમાં, કોઇ બાઇસીકલ પર તો કોઇ ચાલતું. સૌનો જીવ ઊંચો હતો. ત્યાં તો ભાઇસાહેબ સામેને રસ્તેથી આવતા દેખાયા.

તે વખતે તો સૌ ગંભીર હતાં એટલે વાત ના નીકળી, પણ રાતે ટટ્ટુ સાથેના ભાઇસાહેબના પરાક્રમની વાતે બધાને બહુ આનંદ આપ્યો.

પંડિત જવાહરલાલની આ તો બાળપણની વાતો કહી. એમના વિષેની બાજી વાતો હવે પછી.

# સરદાર વલ્લભભાઈ પટેલ

૧

## તોફાની નિશાળિયો

એક માથાભારી નિશાળિયો હતો. ખૂબ તોફાની. શિક્ષકને એ ત્રાહ ત્રાહ પોકરાવે. કોઇ એને કંઇ ન કરી શકે. નિશાળમાં કંઇ તોફાન થયું હોય તો જાણી લેવું કે એનો નંબર પહેલો હોય. શિરજોરી એ કોઇની ન સાંખે. ખોટાને અને એને હાડવેર.

એક શિક્ષક હતો. શિક્ષકનું કામ શું? વિદ્યાર્થીઓને ભણાવવાનું ને? પણ આ શિક્ષક વિદ્યાર્થીઓને જોઇતી વસ્તુઓનો ખાનગી વેપાર કરે. આ વાત પેલા નિશાળિયાને ન ગમી. એને થયું, શિક્ષક ભણાવે કે વેપાર કરે? તરત એણે શિક્ષકને ચેતવણી આપી. પણ વિદ્યાર્થીની ચેતવણીથી શિક્ષક

કંઇ ડરી જાય? શિક્ષકે પેલા નિશાળિયાની ચેતવણીને ન ગણકારી.



પછી તો પૂછવું હતું જ શું. જોઇતું હતું ને વૈદે કર્યું એના જેવું થયું. સૌ વિદ્યાર્થીઓ ભેગા થયા. અંદર અંદર મસલત કરી અને બીજા દિવસથી

શાળામાં હડતાળ પાડી! શિક્ષક બિચારો ડઘાઈ ગયો અને તરત વેપાર કરવાનો છોડી દીધો.

આવો એ નિશાળિયો હતો. તમે એ નિશાળિયાને ઓળખો છો? એ વિદ્યાર્થીઓના વડાનું નામ તમે જાણો છો? એ વિદ્યાર્થીઓનો વડો મટી હવે તો દેશનો વડો થયો છે. પણ હજીયે એનો સ્વભાવ તો એવો ને એવો જ છે. હજી પણ જો કોઈ એના કામની આડે આવે એની પેલા શિક્ષકના જેવી જ દશા કરે છે. પછી તે નાનો હોય કે મોટો હોય. એને મન બધા જ સરખા.

એનું નામ સરદાર વલ્લભભાઈ પટેલ. ખેડા જીલ્લામાં કરમસદ નામે એક ગામ છે. એના એ વતની છે. વિદ્યાર્થી અવસ્થાના એમના એક બીજા પરાક્રમની વાત પણ જાણવા જેવી છે.

૨

## બીજું પરાક્રમ

એમને ભાઈસાહેબને સંસ્કૃત ભણવું ફાવે નહિ. પાંચમા છઠ્ઠા ધોરણમાં તો એમણે જેમ તેમ કરી

ગાડું ગબડાવ્યું પણ મેટ્રીકમાં આવ્યા એટલે સંસ્કૃત છોડયું અને ગૂજરાતી લેવાનું નક્કી કર્યું.

ગૂજરાતીના શિક્ષકને થયું, જે ભાઇસાહેબ બબ્બે વર્ષ સુધી સંસ્કૃત શીખ્યા અને ન ફાવ્યું એ હવે ગૂજરાતીમાં આવી શું કરવાના? એટલે એમણે એની ઠેકડી કરી અને પૂછ્યું:

"કેમ ભાઇસાહેબ, શું શીખવા આવ્યા?"

પણ સરદાર કંઇ ઉતરે એવા નહોતા. એટલે તરત એમણે બીરબલની જેમ હાજરજવાબ આપ્યો, "ગૂજરાતી".

માસ્તર બોલ્યા, "પણ જાણોછોને જેમણે સંસ્કૃતમાં જ ઉકાળ્યું એ ગૂજરાતીમાં શું ઉકાળશે? સંસ્કૃત જેવી સુંદર ભાષા છોડી તમને અહીં આવવાનું શે મન થયું?"

એ સાંભળી સરદારે ધીરે રહીને કહ્યું, "સાહેબ, અમારા જેવા અહીં નહિ આવે તો તમે કરશો શું? ભણાવશો કોને?"

સરદારનું આ બોલવું સાંભળી શિક્ષક ગુસ્સે થયા અને એમને પાટલી પર ઊભા રહેવાનો હુકમ

કર્યો. સરદાર ઊભા થયા. પણ એટલેથી શિક્ષકને સંતોષ ના વળ્યો. એટલે એમણે એકાંથી દસા સુધીનાં આંકના ઘડિયા લખી લાવવાની શિક્ષા કરી.

પણ આંકના ઘડિયા સરદાર શેના લખી લાવે? સંસ્કૃતને અને એને શી લેવાદેવા? સરદાર લખી ન લાવે એટલે પેલા શિક્ષક ગુસ્સે થાય અને સજા વધારતા જાય. એમ કરતાં કરતાં સજાનો આંકડો બસો વાર સુધી લખી લાવવાનો પહોંચ્યો. પણ સરદારને કંઇ લાગે કે વળગે. કાંઇ જ નહિ.

શિક્ષકથી આ કેમ સહન થાય? કરેલી શિક્ષા પ્રમાણે વિદ્યાર્થી ન કરે એ તો એમનું હડહડતું અપમાન થયું કહેવાય ને! એમણે છેલ્લીવાર એને તાકીદ આપી.

આ વખતે સરદારે એક રમૂજ કરી. બસો ઘડિયા બડિયા તો કાંઇ ન લખ્યા, પણ 'બસોવાર' એટલું એક કાગળમાં લખ્યું અને બીજે દિવસે જ્યારે શિક્ષકે પૂછ્યું, "લખી લાવ્યો છું?" ત્યારે હા કહી એ બતાવ્યું.

શિક્ષક તો જોઇ જ રહ્યા. એમને આ છોકરાને

શું કરવું તે સૂઝ પડી નહિ. 'ચલો હેડમાસ્તર પાસે' કહી એને હેડમાસ્તર પાસે લઇ ગયા. પણ હેડમાસ્તર બિચારો સરદારને શું કરે? એ તો સરદારને સારી પેઠે ઓળખતો હતો. આ એમનું બીજું પરાક્રમ.

૩

## સરદાર શાથી ?

પણ સરદાર 'સરદાર' શાથી થયા એ તમે જાણો છો ?

સુરત જીલ્લામાં બારડોલી નામે એક તાલુકો છે. એ તાલુકાના મહેસલમાં સરકારે વધારો કર્યો. બિચારા ખેડૂતો માંડમાંડ ખેતી કરી પેટ ભરતા હોય તેઓ આ વધારો ક્યાંથી આપી શકે ?

એ તો પહોંચ્યા વલ્લભભાઇ પાસે. વલ્લભભાઇ ત્યારે અમદાવાદમાં રહે. જઇને બધી વાત કરી. વલ્લભભાઇએ એમને પૂછ્યું, "પણ હું કહું એમ કરવા તમે તૈયાર છો ?"

બધા બોલ્યા, "હા."

"તો જાઓ તમારે વધારો નહિ ભરવો પડે." સરદાર બોલ્યા અને તરત એની તપાસ કરી સરકારને લખ્યું, "વધારો ખોટી રીતે નાખ્યો છે, ખેડૂતો ગરીબ છે, એમનાથી તે નહિ ભરાય."

પણ સરકાર કંઈ માને કે? સરદારને લાગ્યું, સરકાર ચમત્કાર વિના નમસ્કાર નહિ કરે. તરત એમણે બધા ખેડૂતોને હુકમ કરી દીધો, "કોઈ મહેસૂલ ભરશો નહિ. જાન જાય, માલ જાય, ઘર જાય, બાર જાય, જપ્તી થાય, હરાજી થાય, મહેસૂલ ના ભરશો તે ના ભરશો."

સરકાર થાકી ગઈ. છેવટે સરકારે ફરીથી કમીશન નીમ્યું અને બારડોલીનો વિજય થયો. ત્યારથી વલ્લભભાઈ લોકોના સરદાર બન્યા અને સરદાર વલ્લભભાઈ પટેલ એમ કહેવાવા લાગ્યા. તમે સરદાર વલ્લભભાઈને જોયા છે?

# બાળ ગંગાધર ટિળક

**શાળા**નો વખત થઈ ગયો છે. વર્ગમાં વિદ્યાર્થીઓ આવી ગયા છે. શિક્ષક વર્ગમાં દાખલ થઈ ખુરશી પર બેસે છે ત્યાં ટેબલ પર નજર પડે છે. શિક્ષક ચમકે છે.

ટેબલ પર શું હતું ? મગફળીનાં ફોતરાં. એ જોઈ શિક્ષકની આંખો લાલચોળ થઈ ગઈ. કોણ એવો હશે જેણે આવું કામ કર્યું હશે ? એમ વિચારતાં એમણે વર્ગમાં નજર નાખી.

વિદ્યાર્થીઓ સૌ શાંત હતા. ન તો કોઈ બોલતું હતું કે ન તો કોઈ હાલતું હતું. સૌ ગુપચુપ બેઠા હતા. હસવું તો આવે પણ શે હસાય ! શિક્ષકની નજરમાં પડે તો માર્યો જ સમજોને !

"કોણે આ ફોતરાં મૂક્યાં છે ?" શિક્ષકે મોટેથી પૂછ્યું.

પણ કોણ જવાબ આપે ?

"તો શું કોતરાં એની મેળે આવીને પડયાં ?" શિક્ષક બોલ્યા.



છોકરાઓ સાંભળી રહ્યા.

"બળવંત, આમ આવ !" શિક્ષકે એક

છોકરાને બોલાવ્યો અને પૂછ્યું, "બોલ, આ કોનાં પરાક્રમ ?"

બળવંત કહે, "મને શી ખબર, સાહેબ !"

"સાચું બોલ." શિક્ષકે કહ્યું.

પણ બળવંતે કોતરાં નાખ્યાં હોય તો હા કહેને ? એણે ના કહી તે ના જ કહી.

પણ શિક્ષકને એના બોલ પર વિશ્વાસ ન બેઠો અને મગફળીનાં કોતરાં એણે જ નાખ્યાં છે એમ કહી એને સજા કરી.

પોતે કંઇ ગુનો ન કર્યો હોય છતાં ગુનો કર્યો છે એમ કોઇ તમને કહે અને સજા કરે તો કેવું લાગે ?

બળવંત એ વેળા તો કંઈ ન બોલ્યો. પણ એનાથી એ અન્યાય સહન ન થયો, અને બીજા દિવસથી એણે એ શાળા છોડી. તે છોડી તે છોડી. ફરી એ નિશાળમાં ભણવા ન ગયો. કેવો અડગ ટેકીલો વિદ્યાર્થી ?

એ બળવંત એ જ આપણા બાળગંગાધર ટિળક મહારાજ. ટિળક મહારાજનું નામ કોણે નહિ સાંભળ્યું હોય ? એક વખત એવો હતો

કે આપણા દેશને શહેર શહેર, ગામડે ગામડે અને ઘરેઘર 'લાલ, બાલ, અને પાલ'ની ત્રિપુટીનું નામ ગવાતું. એ ત્રિપુટીમાંના 'બાલ' એક હતા. ટિળક મહારાજ લોકોને એટલા પ્રિય હતા કે સૌ એમને 'લોક-માન્ય' ટિળક એમ કહીને બોલાવે.

દર ઑગસ્ટ મહિનાની પહેલી તારીખે એમનો સંવત્સર દિન ઉજવાય છે. ચાલુ મહિનાની પહેલી તારીખે પણ ઉજવાશે.

હિંદના દાદા દાદાભાઈ નવરોજીએ 'સ્વરાજ' શબ્દની આપણને ભેટ ધરી અને લોકમાન્ય ટિળક મહારાજે 'સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક્ક છે.' એ મંત્રની ઘોષણા કરી.

ટિળક મહારાજ દેશના જેમ મોટા આગેવાન હતા તેમ જ એક મોટા લેખક પણ હતા. તેઓ ભારે વિદ્વાન ગણાતા. એમનાં બે પુસ્તકો ખૂબ પ્રખ્યાત છે. એક પુસ્તકનું નામ 'કર્મયોગ' છે અને બીજાનું નામ 'આર્યોનું ઉત્તરમાંથી આગમન.'

તમે મોટા થાઓ ત્યારે એ જરૂર વાંચજો.

# જગદીશચંદ્ર બોઝ



**અરે** ! એમ તે કાંઈ હોય ! માણસમાં જીવ હોય, પશુમાં જીવ હોય, પંખીમાં જીવ હોય, પણ વનસ્પતિમાં તે કાંઈ જીવ હોય ! એ વાત જ ખોટી.

પણ હું કહું છું કે એમાં પણ જીવ છે. માણસની જેમજ વનસ્પતિમાં પણ જીવ છે. પશુઓની જેમ જ વનસ્પતિમાં પણ પ્રાણ છે. પંખીઓની જેમજ વનસ્પતિમાં પણ ચેતન છે. તમે ન માનતા હો તો ચાલો, હું તમને સાબિત કરી બતાવું.

અને એણે પ્રયોગ કરી સાબિત કરી બતાવ્યું કે વનસ્પતિ સજીવ છે. પછી તો સૌએ એ વાત કબૂલ કરે જ છૂટકો ને !

જોતજોતામાં એ વાત જગજાહેર થઈ ગઈ અને દુનિયા દંગ પામી ગઈ. જોતજોતામાં એની કીર્તિ ચોમેર વધી ગઈ અને એ દુનિયામાં જગજાહેર થઈ ગયો.

તમે એ મહાપુરુષને ઓળખો છો ? એ મહાપુરુષ તે પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી સર જગદીશચંદ્ર બોઝ.

બંગાળ પ્રાંતના ઢાકા શહેરની પાસે વિક્રમપુર નામે ગામ છે. એના તેઓ વતની હતા. નાનપણથી જ એમનામાં વિજ્ઞાન તરફ અદ્‌ભુત પ્રેમ હતો. શાળામાં પણ શિક્ષકને તેઓ એવા જ સવાલ પૂછે અને ઘેર પણ એવા જ. સાહસિક તો પહેલેથી જ તેઓ હતા. અને તે એટલે સુધી કે આગળ પાછળનો વિચાર જ ન કરે. નાનપણના એમના એક એવા સાહસની હું તમને વાત કરીશ.

બાળક જગદીશને ફરવા માટે એમના પિતાએ

એક ટટ્ટુ લાવી આપેલું. જગદીશ રોજ એની પર બેસીને ફરવા જાય.

એક વખત એવી રીતે એ ટટ્ટુ પર બેસી મેળામાં ફરવા ગયેલા. મેળામાં ફરતાં ફરતાં એક જગાએ ઘોડદોડ રમાતી હતી ત્યાં બાળક જગદીશ ટટ્ટુ પર બેસી આવી પહોંચ્યો અને જોવા લાગ્યો.

બાળક જગદીશને આવી રીતે જોતો જોઈ એક જણે કહ્યું, "તું પણ તારું ટટ્ટુ દોડાવને!"

પછી તો પૂછવું હતું જ શું! બાળક જગદીશ તો ટટ્ટુને લઈ આગળ આવ્યો અને સૌના ઘોડાઓની સાથે દોડાવ્યું. પણ 'ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી!' ક્યાં બીજા પાણીદાર ઘોડા અને ક્યાં જગદીશનું ટટ્ટુ!

જગદીશ સૌથી પ્રથમ તો ન આવી શક્યો. પણ લોકોએ એને વધાવી લીધો અને એની વાહ-વાહ પોકારી.

જગદીશ ભારે ઉત્સાહમાં આવી ગયો હતો. પણ એને ખબર નહોતી કે ટટ્ટુ પર વારેવારે ઊંચા-નીચા થવા જતાં એની ચામડી ઘસાઈ હતી અને

એમાંથી લોહી નીકળતું હતું. એક જણે એ જોયું અને પછી તો તરત જ દવા કરવામાં આવી. કેવો સાહસિક! નાનપણથી જ આવા સાહસિક હોવું ઓછું ન ગણાય!

તમે બધા જાણતા હશો કે દુનિયાના મહા-પુરુષોમાં આપણા ગાંધીજીનું નામ મોખરે ગણાય છે. દુનિયાના મશહૂર કવિઓમાં આપણા રવીન્દ્રનાથ ટાગોરનું નામ આગળ પડતું છે. એવી જ રીતે દુનિયાના પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીઓમાં સર જગ-દીશચંદ્ર બોઝનું નામ પણ પ્રથમ પંક્તિમાં હતું.

નવેમ્બરની ૨૩મીએ અવસાન પામ્યા. દુનિયાભરના છાપાઓએ એમને અંજલિ અર્પી. આપણે પણ એમને અંજલિ અર્પીએ. એ અંજલિ એમને એમ ખાલી નહિ પણ એના જેવા થઇને. તમે મોટા થાઓ ત્યારે એમનું જીવનચરિત્ર વાંચી જજો. એમાંથી તમને ઘણું જાણવાનું મળશે.

# પ્રેમચંદજી



બનારસની હિંદુ વિદ્યાપીઠના આચાર્ય પાસે, એક દિવસ એક ગરીબ વિદ્યાર્થી એની કૉલેજ ફી માફ કરાવવા જઈ ઊભો. એના પગમાં જોડા ન હતા, એના શરીર પર પૂરાં કપડાં પણ ન હતાં. આચાર્યે એને જોઈ ફી માફ કરવાની ના પાડી. વિદ્યાર્થી નિરાશ થયો. એના પગ ઢીલા પડી ગયા. પણ ડૉ. ઇન્દ્રનારાયણસિંહ નામના એક માણસે ખાસ ભલામણ કરી અને આખરે એ ગરીબ વિદ્યાર્થીની ફી માફ થઈ. એનો અભ્યાસ આગળ વધ્યો. એ ગરીબ વિદ્યાર્થી આપણા હિન્દી સાહિત્યકાર પ્રેમાનંદજી.

એમનો જન્મ ઇ. સ. ૧૮૮૦માં બનારસ જીલ્લાના મઢવા ગામે થયેલો. એમનું નામ તો

ધનપતરાય હતું. પ્રેમચંદજી એ તો ઉપનામ હતું. પણ એ ઉપનામથી તેઓ એટલા પ્રખ્યાત થઇ ગયા કે એમનું મૂળ નામ ભુલાઇ જ ગયું.

પ્રેમચંદજીનું વિદ્યાર્થી જીવન ખૂબ ગરીબ દશામાં ગયું છે. ભણવા માટે એમને ઘણાં દુઃખો વેઠવાં પડયાં છે.

એક વખત એમની પાસે ખાવાનું ખૂટયું. પૈસા તો કયાંથી હોય તે ખાવાનું લાવે! આખો દિવસ ભૂખ્યા રહ્યા. બીજે દિવસે ભણવાની ચોપડીઓમાંથી એક ચોપડી અંકગણિત લઇ તેઓ એક ચોપડી વેચનારની દુકાને ગયા અને ચોપડી વેચી. દુકાનદાર ભલો હશે. એણે પ્રેમચંદજીને ચોપડીનો એક રૂપિયો આપ્યો. રૂપિયો આવ્યો ત્યારે પ્રેમચંદજી ખાવાનું પામ્યા. કેવી સ્થિતિ?

ગરીબાીને કારણે વિદ્યાપીઠમાં તેઓ ભણી પણ ન શકયા અને ઊઠી જવું પડયું. પાંચ રૂપિયાના ટ્યુશનથી એમણે જિંદગીની શરૂઆત કરી. એટલી નજીવી કમાણીમાંથી પણ તેઓ પોતાનું ગુજરાન પણ ચલાવતા અને અડધો અડધ પૈસા ઘેર પણ

મોકલી આપતા. ખ્યાલમાં આવે છે કેવી રીતે ગુજરાન ચલાવતા હશે ?

ઇ. સ. ૧૯૨૦માં દેશભરમાં એક લડત ચાલી. ઠેર ઠેર ધરપકડો થઇ. પંજાબના જલિયાંવાલા બાગમાં કાળો કેર થયો. શીખો પર ગોળીબાર થયા, એમને ઢસરડયા અને એવું બીજું ઘણું ઘણું કર્યું. આ વાતથી આખા દેશમાં હાહાકાર મચી ગયો.

પૂ. ગાંધીજી અમદાવાદથી પંજાબ ઊપડયા. પણ સરકારે એમને રોકયા. રસ્તે આવતા ગોરખ-પુર ગામમાં એમણે ભાષણ કર્યું. કહે છે કે ગાંધીજીના એ ભાષણે પ્રેમચંદજીનું દિલ પીગળાવી નાખ્યું. અને તરત જ એમણે નિશાળના ઇન્સ્પેક્ટરની નોકરીનું રાજીનામું આપી દીધું. તે પછી પ્રેમચંદજીએ બે જગાએ શિક્ષક તરીકે કામ કર્યું.

પણ પ્રેમચંદજી એકલા શિક્ષક ન હતા. તેઓ સારી સારી વાર્તાઓ પણ લખતા. ધીમે ધીમે એમણે એમાં એવો સારો હાથ જમાવ્યો કે થોડા વખતમાં તો તેઓ હિંદી ભાષાના એક સમર્થ

સાહિત્યકાર બની ગયા. પ્રેમચંદજીએ ઘણું ઘણું લખ્યું છે અને લોકો એમની પાસેથી હજી પણ ખૂબ આશા રાખતા હતા. પણ લોકોના એ કોડ પૂરા પડે એ પહેલાં તો ગઇ તા. ૮મીએ પ્રભુએ પ્રેમચંદજીને ઉઠાવી લીધા. પ્રેમચંદજી સ્વર્ગસ્થ થયા. અને હિંદી સાહિત્યે એક મહાન લેખક ગુમાવ્યો, હિંદુસ્તાને એક રાષ્ટ્રીય સાહિત્યકાર ગુમાવ્યો.

# ગોપાળ કૃષ્ણ ગોખલે

## ૧

## સાચો ગોપાળ

**ના**નો એવો એક છોકરો હતો. ગુજરાતી ત્રીજી ચોપડીમાં ભણે. એક વખત મહેતાજીએ ઘેરથી હિસાબ કરી લાવવાનો આપ્યો. સૌ છોકરા હિસાબ કરી લાવ્યા હતા, પણ કોઇનો ખરો નહોતો. મહેતાજીને નવાઈ લાગી. છેવટે પેલા છોકરાનો વારો આવ્યો. મહેતાજીએ એનો હિસાબ જોયો. એનો હિસાબ ખરો નીકળ્યો. મહેતાજી એ છોકરા પર ખુશ થઇ ગયા.

"શાબાશ!" બોલી મહેતાજીએ એની પીઠ થાબડી અને પહેલે નંબર જઇ બેસવા કહ્યું. પણ છોકરો તો ઊભો જ રહ્યો. એ ન તો આઘો

ખસ્યો કે ન તો પાછો. મહેતાજીએ ફરી કહ્યું, પણ છોકરો ન બેઠો. મહેતાજીને નવાઈ લાગી.

મહેતાજી છોકરાની પાસે ગયા; પણ આ શું ?



છોકરો રડતો હતો ને એની આંખમાંથી આંસુ પડતાં હતાં ! એના પગ ધ્રૂજતા હતા અને એનું હૃદય ધબ, ધબ, ધબકતું હતું.

મહેતાજીએ હળવે રહીને એના વાંસે હાથ ફેરવ્યો અને પૂછ્યું, "કેમ રૂવે છે?"

"મારે પહેલો નંબર નથી જોઇતો," છોકરો બોલ્યો.

"કારણ?" મહેતાજીએ પૂછ્યું.

"આ હિસાબ મેં નથી કર્યો પણ મારી ભાભીએ મને કરી આપ્યો છે." છોકરાએ કહ્યું.

સૌ છોકરાઓ અંદર ઘૂસપૂસ કરવા લાગ્યા. એમને થયું, મહેતાજી હમણાં એને પ્રસાદી આપશે. પણ મહેતાજીએ પેલા છોકરાને કંઇ પણ ન કર્યું. ઊલટી શાબાશી આપી અને બેસાડી દીધો. કેવો સાચાબોલો છોકરો?

એ છોકરો તે ગોપાળ કૃષ્ણ ગોખલે.

૨

## દગો નહિ દઉં!

એની એક બીજી વાત પણ છે. એકવાર રજાઓમાં એની માતા જે ગામડામાં રહેતી હશે ત્યાં

તે ગયો. એના મોટાભાઇ ગોવિંદરાવ પણ ત્યારે ત્યાં આવી ચડયા હતા.

ગામના છોકરાઓ સાથે એક દિવસ બંને ભાઇઓ રમવા ગયા. આટાપાટાની રમત આવી. બંને ભાઇઓ સામસામી ટોળીમાં વહેંચાઇ ગયા. નાનોભાઇ ગોપાળ એક તરફ અને મોટાભાઇ ગોવિંદરાવ બીજી તરફ.

રમત શરૂ થઇ. ગોપાળ પાટાનું રક્ષણ કરવા ઊભો રહ્યો અને મોટાભાઇ ગોવિંદરાવ એમાં દાખલ થવા આવ્યા. ગોવિંદરાવ આમ દોડે ને તેમ દોડે, પણ પાટામાં જવાનો ગજ ખાય નહિ. છેવટે થાકીને એણે ગોપાળને કહ્યું, "ગોપાળ, મને જવા દે!"

પણ ગોપાળથી એમ જવા દેવાય કે? તો તો એની ટુકડી હારી જાય ને? એણે ગોવિંદરાવને જવા ન દીધા.

"અરે ગોપાળ, મોટાભાઇનું કહ્યું માનતો નથી?" બોલી ગોવિંદરાવ પાટામાં ઘૂસવા આવ્યા.

પણ નાનાભાઇ કે મોટાભાઇ, રમત વખતે કંઇ ચાલે? ગોપાળે ધીરે રહીને મોટાભાઇની પાસે આવી

કાનમાં કહ્યું, "મોટાભાઈ, તમે કહો તો રમત છોડી બેસી જાઉં, પણ જ્યાં સુધી રમું છું ત્યાં સુધી મારી ટુકડીને દગો નહિ દઉં."

૩

## સ્વમાન ખોવાય ?

પૂનામાં ગોપાળ વીશીમાં જમે. એક દિવસ એ જમતો હતો એવામાં વહેંચનારો દહીં લઈને નીકળ્યો. ગોપાળે દહીં માગ્યું.

વહેંચનાર બોલ્યો, "દહીં તને નહિ મળે. જે સાડાચાર રૂપિયા આપી જમે છે એમને જ તે મળે છે."

જવાબ સાંભળી ઘડીભર તો ગોપાળ કાંઈ ન બોલ્યો. પણ બીજી જ ઘડીએ કહ્યું, "ઠીક, તો આજથી મને સાડાચાર રૂપિયામાં ગણજે."

વહેંચનારે દહીં આપ્યું. પણ એ દહીં ખાધું એના બદલામાં ગોપાળે શું કરવું પડ્યું એ તમે જાણ્યું ? વીશીમાં ચાર રૂપિયા આપીને એ જમતો એને બદલે હવે સાડાચાર આપવાના થયા. આઠ આના વધારે ક્યાંથી આપવા ?

છેવટે એક ઇલાજ એણે શોધી કાઢયો. વીશીમાં એવો નિયમ હતો કે અમુક દિવસ ન જમે તેને અમુક પૈસા કાપી આપે. ગોપાળ એ રીતે મહિનામાં અમુક દિવસ ન જમે અને માસિક રૂપિયા ચાર આપે.

ભૂખ સહન થાય પણ કંઇ સ્વમાન ખોવાય ?

મોટા થયા પછી ગોપાળ ગોપાળકૃષ્ણ ગોખલે થયો અને દેશનો એક સાચો સેવક બન્યો. તમે એમનું નામ સાંભળ્યું છે ?

# મહાદેવ ગોવિંદ રાનડે

## ૧

## કેવો ઉદાર છોકરો!

એક છોકરો હતો. એક વખત એની બાએ બરફીના બે નાના મોટા ટુકડા એના હાથમાં આપી કહ્યું, "લે, આ એક મજૂરના છોકરાને આપ, અને આ બીજો તું લેજે." બાને ખબર નહોતી કે પોતે ભૂલથી છોકરાને એમ કહ્યું હતું કે મોટો મજૂરના છોકરાને આપજે અને નાનો તું લેજે. પેલા છોકરાએ તો બાએ બરફીના ટુકડા આપતાની સાથે જ મોટો ટુકડો મજૂરના છોકરાને આપી દીધો અને નાનો પોતાને માટે રાખ્યો.

એની બા જોઇ રહી. છોકરે કેમ આમ કર્યું એની એને સમજ પડી નહિ. એણે નવાઇ પામી પૂછ્યું, "કેમ અલ્યા, આમ કર્યું ?"

છોકરે પૂછયું, "શું ?"

બા બોલી, "મોટો ટુકડો મજૂરને આપ્યો અને નાનો તેં કેમ રાખ્યો ?"

"કેમ તેં કહ્યું હતું ને ?"

બા હસતી હસતી બોલી, "હું તો કહું પણ તને સમજ ન પડી કે મોટો તારે રાખવાનો ને નાનો મજૂરના છોકરાને આપવાનો ?"

છોકરો બોલ્યો, "એમાં શું થઇ ગયું બા. મારે ભાગે ભલે નાનો રહ્યો. મને તો ઘણીવાર બરફી ખાવાની મળે છે. મજારના છોકરાને કયાં મળે છે ?"

છોકરાનું બોલવું સાંભળી મા એની સામું જોઈ રહી. કેવો ઉદાર છોકરો ?

એ છોકરાને તમે ઓળખ્યો ? એનું નામ મહાદેવ ગોવિંદ રાનડે.

૨

## ખોવાઈ ગયો ?

મહાદેવ નાનો હતો, ત્રણેક વર્ષનો હશે. એવામાં એક વખત એના પિતાની બદલી થઇ.

જ્યાં જવાનું હશે ત્યાંથી એક ગાડું એમને લેવા આવેલું. ગાડામાં બેસનાર ત્રણ જણ હતાં. મહાદેવ, એની બા ગોપિકાબાઇ અને નાનીબહેન દુર્ગા.

ઉનાળાના દહાડા હતા એટલે ગાડાવાળે કહ્યું, “બપોરે જવાનું રાખીએ એના કરતાં રાતના જવાનું રાખીશું તો ઠીક થઇ પડશે. તાપ સખત છે એટલે લૂ લાગશે નહિ અને રાતે ધીમે ધીમે ચાલ્યા જવાશે.”

ગોપિકાબાઇએ કહ્યું, “ ભલે. ”

રાતે ગાડું તૈયાર થયું અને ગોપિકાબાઇ, મહાદેવ અને નાનીબહેન દુર્ગા એમાં ગોઠવાયાં. ગાડું ચાલ્યું.

આગળ ગાડું જતું હતું અને પાછળ ઘોડા-પર બેસી મહાદેવના કાકા વિઠ્ઠુપંત આવતા હતા.

મધરાત થવા આવી. ગાડામાં ગોપિકાબાઇને ઊંઘ આવવા લાગી. તેઓ સૂઇ ગયાં. પડખામાં દુર્ગાને રાખી અને સહેજ આઘે મહાદેવને સુવાડયો.

હવે ગાડું ચાલ્યું જતું હતું. એવામાં એક નાળું આવ્યું. નાળું ઢોળાવ પડતું હતું એટલે ઢોળાવ ચડીને ઊતરતાં ગાડું હાલમડોલા થયું. અને એમ થતાં ગાડામાંથી ધબાક કરતો મહાદેવ પડયો હેઠે અને ગબડતો ગબડતો ગયો નાળાની બાજુમાં.

ગોપિકાબાઇ ઊંઘતાં હતાં, ગાડાવાળો ઝોકે ચઢયો હતો. કોઇને આની ખબર પડી નહિ અને ગાડું તો આગળ ચાલ્યું.

પણ એવામાં ગાડાની પાછળ આવતા મહાદેવના કાકા વિઠુપંત ઘોડા પર બેસી નાળા પાસે થઇને નીકળ્યા. એમને જોઇ મહાદેવે બૂમ પાડી, "વિઠુકાકા ?"

વિઠુકાકા બોલ્યા, "કોણ ?"

"હું મહાદેવ." મહાદેવ બોલ્યો.

"અરે ! તું અહીં કયાંથી ?" એમ બોલી વિઠુકાકા ઘોડા પરથી ઊતરી એની પાસે ગયા અને એને ઊચકી લીધો.

મહાદેવે બધી વાત કરી.

વિઠુકાકા ગાડા પાસે પહોંચ્યા અને ગોપિકા-બાઈને પૂછ્યું, "ભાભી, મહાદેવ ને દુર્ગા બરાબર છે ને?"

ગોપિકાબાઈ ઊંઘમાં ને ઊંઘમાં જ બોલ્યાં, "હા."

"અરે હા, હા, નહિ, બરાબર જુઓ તો ખરાં?"

ગોપિકાબાઈએ ઊઠી જોવા માંડયું. દુર્ગા તો પાસે હતી પણ મહાદેવ નહોતો. ગોપિકાબાઈ બોલી ઊઠયાં, "મહાદેવ નથી."

ગાડું ઊભું રહ્યું. ગોપિકાબાઈ રડવા જેવાં થઈ ગયાં અને મહાદેવનું શું થયું હશે એનો વિચાર કરવા લાગ્યાં. ત્યાં તો વિઠુકાકાએ મહાદેવને એમના ખોળામાં મૂકયો અને બધી વાત કરી. ગોપિકાબાઈના જીવમાં ત્યારે જીવ આવ્યો.

મોટો થઈ મહાદેવ ખૂબ ભણ્યો અને એક મોટો ન્યાયાધીશ બન્યો. ન્યાયાધીશ તરીકે એણે એટલું સુંદર કામ કર્યું કે આખા દેશમાં એની નામના થઈ. મહાદેવ આજે નથી પણ લોકો એને હજી ય ખૂબ યાદ કરે છે.

# ધોંડો કેશવ કર્વે

## ૧

### હઠીલો છોકરો !

**ના**નો એવો એક છોકરો. ભારે જક્કી. લીધેલી હઠ છોડે નહિ. ધાર્યું કરે ત્યારે જ જંપે.

એક દિવસ જમવાનો વખત થયેલો. થાળીએ પીરસાઇ ગયેલી. બરોબર એ જ વખતે એ છોકરાએ શેકેલ ચણા ખાવાની હઠ લીધી. જમતી વખતે ચણા કેવી રીતે લાવી અપાય ?

છોકરાને બહુ સમજાવ્યો. પણ શેનો માને ! એ તો કહે, "ચણા લાવી આપો તો જ ખાઉં." આખરે એને ચણા લાવી આપવામાં આવ્યા ત્યારે જ એણે ખાધું. કેવો હઠીલો છોકરો ?

પણ એ હઠીલા છોકરાની હઠે તો ભારે એવાં

કામો કર્યાં. મોટા થઇ એણે સ્ત્રીઓને માટે એક પાઠશાળા સ્થાપવાની હઠ લીધી. અને સાચે જ એના પ્રયત્નથી સ્ત્રીઓ માટે એક મોટી પાઠશાળા સ્થપાઇ. આજે મોટાં શહેરોમાં જેમ અંગ્રેજી નિશાળો છે તેમ છોકરીઓ માટે એની નિશાળો પણ છે.

તમે એ છોકરાનું નામ જાણો છો? એનું નામ ધોંડો કેશવ કર્વે.

૨

### ક્યાંનો વતની?

આપણા દેશને પશ્ચિમ કિનારે મુંબઇથી દક્ષિણે દરિયાને અડીને એક જીલ્લો આવેલો છે. એનું નામ રત્નાગીરી. એ રત્નાગીરી જીલ્લાના દાપોલી નામના તાલુકામાં મુરૂડ નામે એક ગામ છે. ત્યાંના ધોંડો કેશવ કર્વે વતની.

મુરૂડ ગામ નાનું છે પણ સુંદર છે. આજુબાજુ તાડ અને સોપારીનાં ઝાડોનાં ઝુંડ છે અને વચ્ચે નાનું એવું મુરૂડ ગામ છે. ભર ઉનાળામાં આપણે રહેતા હોઇએ પણ ખબર ન પડે ઉનાળો છે.

એ મુરૂડમાં વર્ષો પૂર્વે રઘુનાથ ભટ્ટ થઇ ગયા. જાતે બ્રાહ્મણ. પૈસેટકે સુખી. પાઠપૂજા કરે, ભગવાનનું નામ લે અને મજા કરે. શ્રી ધોંડો કેશવ કર્વેના એ મૂળપુરુષ. ધોંડોના પિતા કેશવરાવના એ દાદા. કેશવરાવને ત્રણ સંતાનો હતાં. બે પુત્રો અને એક પુત્રી. સૌથી મોટા પુત્ર ભીકાજીરાવ અને બીજા એ આપણા ધોંડુ. પુત્રીનું નામ અંબાબહેન.

ધોંડુના બાપદાદા પાસે સારી એવી પૂંજી હતી પણ એ દેવામાં ચાલી ગઈ. ત્યારપછી ધોંડોના પિતાએ એક ચારસો રૂપિયાનું નાનું એવું મકાન બંધાવ્યું અને ધોંડુએ એ મકાનમાં રહી ભણવાનું શરૂ કર્યું.

ધોંડુ ભણવામાં હોશિયાર. એની બોલી શુદ્ધ અને ચોકખી. વાચન પણ સરસ એટલે એના માસ્તર અને એને સરસ બેસતી આવી ગઇ. માસ્તરને ત્યાં દેશદેશનાં છાપાં આવે. ધોંડુ એ સર્વે છાપામાંથી જાણવા જેવા સમાચાર આજુબાજુના પાડોશીઓને વાંચી સંભળાવે.

પણ આમ એક બાજુથી હોશિયાર ધોંડુ બીજી

બાજુથી તોફાની પણ એટલો જ હતો. હોળીનો તહેવાર હોય અને લાકડાં ઉઘરાવવાં હોય તો ભાઇ-સાહેબ એમાં સામેલ જ હોય. કોઇના આંબા પર કેરીઓ લચી પડી હોય ને ઉજાણી કરવામાં કેરીની જરૂર હોય તો કોણ લેવા જશે અને લાવશે એ કહેવાની જરૂર ન પડે. ધોંડુ તૈયાર જ હોય.

૩

## કેવો હિંમતબાજ ?

ધોંડુ છઠ્ઠા ધોરણમાં ભણતો હતો. આ વખતે એની ઉંમર ૧૭ વર્ષની થઇ હશે. છઠ્ઠા ધોરણની પરીક્ષા આપવાનાં બે સ્થળ હતાં. એક રત્નાગીરી અને બીજું મુંબાઇ. રત્નાગીરી મુરૂડથી ૩૦ માઇલ દૂર. પણ ત્યાં પરીક્ષા અઘરી લેવાતી હતી. મુંબાઇમાં પરીક્ષા સહેજ સહેલી લેવાય એટલે પાંચેક જણાએ ભેગા થઇ મુંબાઇ જવું એમ નક્કી કર્યું.

પાંચે જણ ઊપડયા મુંબાઇ. આંજલ્યાની ખાડીમાંથી એક વહાણ મુંબાઇ જવાનું એની એમને ખબર હતી. ખાડી એમના ગામથી ૬

માઇલ દૂર હતી અને વહાણ રાતે બાર વાગે ઊપડવાનું હતું.

ચોમાસું બેસી ગયું હતું. ધોધમાર વરસાદ વરસતો હતો. અંધારૂં એવું કે એક બીજાનું મોં ન દેખાય.

ધોંડુ અને મંડળી ત્યાં વખતસર પહોંચી ગઈ. પણ વહાણ ઊપડયું જ નહિ. બિચારા ગયા હતા એવા સૌ પાછા આવ્યા.

હવે શું થાય? મુંબાઇ કે રત્નાગીરી તો જવાય એમ નહોતું. એટલે સતારા જવાનું નકકી કર્યું. ગાંસડાં પોટલાં ઊંચકી ઊપડ્યા સૌ સતારા તરફ. ત્યારે કંઇ ગામોગામ આજની જેમ મોટરો જતી નહોતી. રસ્તામાં ધોંડુના એક ઓળખીતા ફોજદારનું ગામ આવ્યું. સૌ એને ત્યાં ગયા. ફોજદાર સારો માણસ હતો, એણે એમને સામાન ઊંચકવા એક ઘોડો ભાડે કરી આપ્યો.

પણ ઘોડો ભારે નીકળ્યો. ડફણાં પર ડફણાં પડે પણ પગ ઉપાડે ત્યારે ને! એક પગલું પણ આગળ ન ખસે એવો સારો એ ઘોડો હતો!

રાત પડી ગયેલી. આજુબાજુ ઊંચાનીચા ડુંગરા આવેલા. ચોમાસાનો વખત. પણ શું થાય ? ઘોડાને મારી મારીને હાથ દુખી ગયા પણ આગળ ચાલે ત્યારે ને ! છેવટે જેમ તેમ કરીને આગળ વધ્યા અને છેવટે સૌ સતારા આવી પહોંચ્યા.

પરીક્ષાને આગલે દિવસે સૌ ત્યાં આવી પહોંચ્યા. નામ નોંધાવવાની જગાએ સૌ ગયા. સૌએ નામ નોંધાવ્યાં. ધોંડુનો વારો આવ્યો. નામ લખાઇ ગયું. ઊમરનો દાખલો માગ્યો. ધોંડુએ તે બતાવ્યો. પણ આમતેમ ઊલટસૂલટ જોઇ ઝીણી આંખ કરી લખનાર બોલ્યો, “ઉંમર ખોટી લખાવી છે માટે તમને પરીક્ષામાં બેસવા દેવામાં નહિ આવે.”

પરીક્ષા આપવા માટે આટઆટલી મુશ્કેલી ઉઠાવ્યા પછી કોઇ તમને આવો જવાબ આપે તો તમારી શી સ્થિતિ થાય ?

ઉત્તર સાંભળી ધોંડુ સડક થઇ ગયો, પણ નિરાશ ન થયો. ગમે તેમ થાય પણ છઠ્ઠા ધોરણની પરીક્ષા પાસ કરવી એવો એણે દૃઢ નિશ્ચય કર્યો.

ધોંડુ ઘેર પાછો ફર્યો. પરીક્ષા ક્યાં આપવા

જવું એનો વિચાર કર્યો. એટલામાં એને યાદ આવ્યું, કોલ્હાપુરમાં એના એક ઓળખીતા માસ્તર છે. બસ, એ ત્યાં પહોંચ્યો અને સાચે જ એણે છઠ્ઠા ધોરણની પરીક્ષા ત્યાં પાસ કરી. કેવો હિંમતબાજ છોકરો ?

આજે તો હવે ધોંડુ છોકરો નથી પણ એક મહાન પુરુષ થયો છે. હમણાં એની ૮૦મી વર્ષગાંઠ ઉજવાઇ. દેશનાં ઘણાં શહેરોમાં એ ધામધૂમથી ઉજવાઇ. આપણે પણ એમને અંજલિ આપીએ. 'ધોંડો કેશવ કર્વે ઘણું જીવો.'

# સોરાબજી પોચખાનાવાલા



**કોને** કલ્પના હશે કે એક વીસ રૂપિયાનો પગારદાર કારકૂન એક મોટી એવી બેંકનો સંચાલક થશે! પણ મોટા માણસો હંમેશાં નાનામાંથી જ થાય છે. ગોખલે નાના હતા અને બીજા પાસે હિસાબ કરી લાવી શાળામાં આવ્યા ત્યારે કોને ખબર હતી કે એ જ ગોખલે મોટા ગણિતશાસ્ત્રી થશે! અને જેને ભણવાના સાંસા હતા એવો અમેરિકાનો બૂકર ટી. વૉશિંગ્ટન ભણીને

ટસ્કેજી નામની એક મોટી સંસ્થા કાઢશે એની ય કોને ખબર હતી ! સોરાબજીને માટે એમ જ થયું.

તમે કદાચ સોરાબજીનું નામ નહિ સાંભળ્યું હોય. ક્યાંથી સાંભળ્યું હોય ? કોઇ તમને એની વાત કરે તો ને ! સોરાબજી આપણા દેશની એક મોટી બેંકના સંચાલક હતા. તેઓ પારસી હતા. ગયે મહિને એ ગુજરી ગયા. એક વીસ રૂપિયાની કારકૂનની નોકરીમાંથી તેઓ આટલે સુધી કેવી રીતે પહોંચ્યા એ જાણવા જેવું છે.

સોરાબજીના પિતા એક હોટલના માલિક હતા. સોરાબજી છ વર્ષના થયા ત્યારે એમના પિતા મરણ પામ્યા. ઘરમાં ચાર ભાઇઓ અને ત્રણ બહેનો. સૌનો બોજો એમના મોટાભાઇ પર આવીને પડ્યો. એમના મોટાભાઇનું નામ હીરજીભાઇ. હીરજીભાઇ ત્યારે માસિક રૂપિયા સોના પગારે એક બેંકમાં નોકરી કરતા.

સોળમે વર્ષે સોરાબજીએ મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને કૉલેજમાં દાખલ થયા. પણ પહેલે જ વર્ષે બિચારા નપાસ થયા. સોરાબજી નિરાશ

થયા અને આગળ ભણવાનું માંડી વાળી નોકરીની શોધમાં લાગ્યા.

પણ છ છ મહિના સુધી નોકરી ન મળી. છેવટે મોટાભાઇ હીરજીભાઇની સાથે બેંકમાં માસિક રૂપિયા વીસના પગારે નોકરીએ રહ્યા.

મોટાભાઈ જે જે કામ સોંપે તે સોરાબજી હોંશે હોંશે અને ખૂબ ખંતથી કરે. કામ કરતી વખતે એમને એમ ન થાય કે આ કામ આપ-ણાથી થાય ને આ ન થાય. કામ કરતી વખતે સોરાબજી એક જ વાત ધ્યાનમાં રાખે અને તે એ કે કામ એટલે કામ. પછી તે નાનું હોય કે મોટું હોય.

એવામાં આપણા દેશના કેટલાક માણસોએ મળી એક બેંક સ્થાપી. એનું નામ બેંક ઓફ ઇંડિયા. સોરાબજી એમાં માસિક રૂપિયા ૧૫૦ના પગારથી રોકાયા.

પણ એ બેંકનો મેનેજર એક ગોરો હતો. એક વખત એ ગોરા મેનેજરે સોરાબજીને ટોણો માર્યો અને કહ્યું, “તમને હિંદીઓને શું આવડે ?”

બસ ત્યારથી સોરાબજીને ખૂબ ખોટું લાગ્યું

અને એમણે નિશ્ચય કર્યો કે બધી જ વ્યવસ્થા હિંદીઓના હાથમાં હોય એવી એક બેંક હિંદમાં સ્થાપવી.

સોરાબજી તરત બેંકમાંથી છૂટા થયા અને નવી બેંક વિષે કામકાજ શરૂ કરી દીધું.

અથાગ મહેનત, કેટલીય રખડપટ્ટી, અને કેટલીય રાતોના ઉજાગરા પછી એમની મહેનત ફળી. સને ૧૯૧૧માં બેંક સ્થપાઇ. એ બેંક તે સેન્ટ્રલ બેંક ઑફ ઇંડિયા.

પણ બેંક સ્થાપીને સોરાબજી બેસી ન રહ્યા. કારણ કે એમને તો ઘણી જગાએ આ બેંકની શાખાઓ સ્થાપવી હતી. એટલે એમણે તો મુંબાઇ પછી અમદાવાદ અને અમદાવાદ પછી બીજે એમ મોટાં મોટાં શહેરોમાં બેંકની શાખાઓ સ્થાપવા માંડી. આજે આપણા દેશમાં જુદા જુદા ૫૦ શહેરોમાં એની શાખાઓ ચાલે છે.

એક બેંકમાં વીસ રૂપિયાના પગારે નોકરી કરતો કારકૂન પચાસ પચાસ શાખાઓનો વહીવટ કરતો થઇ ગયો છે. કેવું અજબ! સોરાબજી તો

ગયા પણ દેશને એક વાત શીખવી ગયા કે તમે ભલે નાના હો પણ તમારો જીવ નાનો નથી. કોઇ પણ કામમાં તમે શ્રદ્ધા ને જીવ રાખજો; પછી એ કામ તમારે હાથે પાર પડયું જ સમજજો. ધન્ય સોરાબજી!

# રવીન્દ્રનાથ ટાગોર



નહોતો ઝાઝું નિશાળે ભણ્યો કે નહોતો કૉલેજમાં ભણ્યો. છતાં ભારે વિદ્વાન. એણે એક ચોપડી એવી લખી કે આખી દુનિયામાં સાહિત્ય માટેનું નૉબેલ ઇનામ એક વર્ષે એને મળ્યું.

તમે એનું નામ જાણો છો? એનું નામ રવીન્દ્રનાથ ટાગોર. એ રવીન્દ્રનાથ આપણા એકલાજ દેશના નહિ પણ આખી દુનિયાના મોટા

પુરુષોમાંના એક ગણાય છે. દુનિયાના પંડિતોની હારમાળાઓ એ પણ એક મણકો છે.

એ રવીન્દ્રનાથ નાના હતા ત્યારની આ વાત છે. નિશાળ શું એની એમને ખબર નહિ. તે પહેલાં એમણે ઘર બહાર પગ પણ મૂકેલો નહિ. કયાંય ગયેલા નહિ.

એક વખત એમના મોટાભાઇ અને એમની મોટી બહેનને નિશાળે મૂકયાં. રવીન્દ્રને થયું હું રહી ગયો. એણે એનું શસ્ત્ર અજમાવ્યું. બોલો જોઈ, કયું શસ્ત્ર અજમાવ્યું હશે ?

તમે નાનાં હો અને તમારાં મા-બાપ તમને કયાંય જવા ન દે તો તમે શું કરો ? રવીન્દ્રે પણ એમ જ કર્યું. એ રોઇ પડયો અને નિશાળે જવાની પોતાની યોગ્યતા સાબિત કરી. નિશાળ શું એની એને કયાં ખબર હતી !

ઘેર એક શિક્ષક ભણાવવા આવે. એણે રવીન્દ્રને કહ્યું, "અત્યારે જેટલું નિશાળમાં જવા માટે રડે છે એનાથી પણ વધારે નિશાળે નહિ જવા

માટે રહીશ. હમણાં નિશાળ નથી જાણતો ત્યાં સુધી ઠીક છે.”

એ શુભ દિવસ આવી પહોંચ્યો અને એક દિવસ રવીન્દ્રને નિશાળે મૂકવામાં આવ્યો. નિશાળમાં શું ભણતો હતો તે તો એ જ જાણે. બાકી ઘેર આવી એ રોજ એનું નાટક ભજવતો. એ નાટક કેવી રીતે ભજવતો એ જાણવા જેવું છે.

ઘરના ઓટલા પર એક ખૂણામાં એ નિશાળ માંડે. પછી પોતે માસ્તર થાય. પણ ભણવા કોને લાવે ? એટલે કઠેરા પરના લાકડાના દાંડાઓને એ વિદ્યાર્થી ગણે.

એક હાથમાં સોટી લે ને ઓટલા પર આમ-તેમ આંટા મારતો જાય ને બોલતો જાય. “કેમ નથી વાંચી લાવ્યો ? કેમ નથી આવડતું ? ચાલ બોલ. વગેરે” વચ્ચે મન થઇ જાય તો બે ચાર સોટીઓ કઠેરાના દાંડાને લગાવી દે. ઠોઠ નિશાળિયાનો વાંસો જેમ માર ખાઇ ખાઇને બોખરો બની જાય તેમ જ રવીન્દ્રની સોટીનો માર ખાઇને બિચારા કઠેરાના દાંડાઓની પણ એવી જ દશા થતી. એને શું કામ દયા આવે. પોતાને કંઇ માર પડતો હતો !

રવીન્દ્ર મોટો થયો. સાહિત્યનો ભારે શોખીન. નવું નવું લખવાનું બહુ ગમે. એ લખતાં લખતાં મોટો લેખક ને કવિ થયો અને આખી દુનિયામાં પંકાયો. પણ એટલેથી જ એને સંતોષ ન વળ્યો. એટલે એણે એક મોટી એવી શાળા કાઢી. એનું નામ શાંતિનિકેતન.

શાંતિનિકેતનમાં જાત જાતની કલાનું શિક્ષણ અપાય છે. બીજી કૉલેજો કરતાં એ ખાસ જુદી તો એટલા માટે તરી આવે છે કે ત્યાં શિક્ષણની સાથે સંસ્કારની કેળવણી પણ વિદ્યાર્થીને આપોઆપ મળે છે. બંગાળમાં જાઓ તો તમે જરૂર એ જોજો.



# શિશુ સાહિત્ય માળા

સંપાદક : વજુભાઈ દવે

## બાળવર્ગથી તે ધોરણ ચોથા સુધીના બાળકો વાંચી શકે તેવા શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો

| | |
|---|---|
| રઘુરાજા અને બીજી વાતો | મોંઘીબેન |
| આલાખાચર અને બીજી વાતો | મોંઘીબેન |
| કેસરીસિંહ | મોંઘીબેન |
| અમથારામ | સોમાભાઈ ભાવસાર |
| નવી ઇસપનીતિ | ગિજુભાઈ |
| નાના હતા ત્યારે | સોમાભાઈ ભાવસાર |
| કેમ રહેવાય | ગિજુભાઈ |
| ફુલોની સુગંધ | ગિજુભાઈ |
| આપણી વનસ્પતિઓ | ગિજુભાઈ |
| ૧૯૩૦ની લડાઇ | રામભાઈ પાઠક |
| વાર્તા ગુચ્છ | ગિરીશભાઈ |
| અમારૂં પતંગીયું | વજુભાઈ દવે |
| પુંડરીકનાં બાલગીતો | પુંડરીક |
| આપણું ગામ | વજુભાઈ દવે |
| વાર્તા મંજરી | સોમભાઈ પટેલ |
| બારોટના ઉખાણા | ગુલાબસિંહ |
| શ્રમજીવીઓ | મયંક |
| રૂપ સુંદરી | ચંદ્રભાઈ ભટ્ટ |
| ફરવા જતાં | ઉમાશંકર જોશી |

મળવાનું સ્થળ :

**જેચંદ તલકશી એન્ડ સન્સ**

એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબાઇ